# હેલેન કેલર

જેન સટક્લિફ ચિત્ર: એલેન





ટુસ્કુમ્બિયા, અલાબામા 1886

હેલેન કેલરે એના હાથ આગળ કર્યા.

એણે હુંફાળા, બરછટ વાળ નો સ્પર્શ કર્યો.

એના વ્યસ્ત આંગળા વધારે નીચે ગયા.

એને કંઇક સુંવાળા અને ભીના નો અનુભવ થયો.

ત્યાં એક વાળવાળી પૂંછડીએ હેલેન ના ચહેરા પર થપ્પડ મારી!

હેલેન એના પરિવાર ની દૂધ આપવાવાળી ગાય ને જોઈ શકતી ન હતી.

પણ હેલેન ને એને અડવાનું ગમતું હતું.

હેલેન કેલર જીવનભર આંધળી અને બહેરી રહી.

એ દુનિયા ને કેવળ સ્પર્શ, સ્વાદ અને ગંધ થી

જાણતી હતી.



હેલેન નો જન્મ 1880 માં,

ટુસ્કુમ્બિયા, અલાબામા માં થયો હતો.

જયારે એ બાળકી હતી, ત્યારે બહુ માંદી થઈ ગઈ.

બીમારીએ એની જોવાની અને સાંભળવાની ક્ષમતા છીનવી લીધી.

હેલેન એના ભાઈઓ નું હાસ્ય કે એની માઁ નો અવાજ સાંભળી શકતી ન હતી.

એ એના પિતા નું સ્મિત કે બારી ની

બહાર સુંદર ફૂલ પણ જોઈ શકતી ન હતી.

હેલેન ના જીવન માં કેવળ નીરવતા અને નિસ્તેજ અંધારા જ હતા.

બોલવાનું શીખવા માટે બાળકો ને
શબ્દ સાંભળવાની જરૂરત હોય છે.
પણ હેલેન ને તો કંઈ સંભળાતું ન હતું.
એટલે એ બોલી પણ સકતી ન હતી.
એને બદલે, એ ઈશારા અને સંકેત થી
વાતો કરતી હતી.

જયારે એને માઁ જોઈતી હતી, તો એ
એનો હાથ એના ચહેરા પર રાખતી
હતી.

જયારે એને એના પિતા જોઈતા હતા,
તો એ ચશ્મા પહેરવાનો ઈશારો કરતી
હતી.

જયારે એને ભૂખ લાગતી, તો એ પાઉં
ને કાપી ને એની ઉપર માખણ
લગાવવાની ક્રિયા કરતી હતી.



હેલેન જાણતી હતી કે એ એના પરિવાર ના બાકી સભ્યો કરતા અલગ હતી.

જયારે પરિવાર ના અન્ય સભ્યો કંઈ ચાહતા, તો એ એના હોઠ હલાવતા હતા.

ક્યારેક બે લોકો વાતો કરતા હોય તો હેલેન એની વચ્ચે ઉભી રહી જતી હતી.

એ એના હોઠ પર એની આંગળીઓ રાખતી હતી.

પછી એ એના હોઠ ને પણ હલાવવાની કોશિશ કરતી હતી.

તો પણ, કોઈ એની વાત સમજી શકતા ન હતા.

એટલે હેલેન ગુસ્સે થઈ જતી હતી.

ક્યારેક એ કલાકો સુધી ચીસ પાડતી અને રડતી લાતો મારતી હતી.

એ વસ્તુઓ ફેંકતી હતી અને લોકો ને મારતી હતી.

પણ એનાથી કંઈ બદલાયું નહીં.

એ હજી પણ નીરવ શાંતિ અને ઘોર અંધકાર માં એકલી રહેતી હતી.





હેલેન ને નિયંત્રણ માં રાખવી મુશ્કેલ હતું.

એના માતા-પિતા ને સમજાયું નહીં કે એ એની

મદદ કેવી રીતે કરે.

એ એને ઘણા ડોક્ટરો પાસે લઈ ગયા.

પણ કોઈ પણ ડોક્ટર હેલેન ને ફરી જોવામાં કે

સાંભળવામાં મદદ કરી ન શક્યા.

જયારે હેલેન છ વર્ષ ની થઈ, તો એક ડોક્ટરે

કેલર ને, ડો. એલેકઝાન્ડર ગ્રેહામ બેલ ને મળવાનું

સૂચન કર્યું.

ડો. બેલ, ટેલિફોન ના આવિષ્કાર માટે પ્રસિદ્ધ

હતા. એણે બહેરા લોકો ને ભણાવ્યા પણ હતા.

ડો. બેલે મિસ્ટર કેલર ને બોસ્ટન માં
માઈકલ એનાગ્નોસ ને લખવાનું કહ્યું.

મિસ્ટર એનાગ્નોસ પર્કીન્સ ઇન્સ્ટિટ્યૂશન
ફોર ધ બ્લાઇન્ડ ના પ્રમુખ હતા.

ડો. બેલ નું માનવું હતું કે હેલેન એની અંદર
ના બંધ વિચારો ને બહાર કાઢવાનું શીખી
સકતી હતી.

મિસ્ટર એનાગ્નોસે હેલેન માટે એક શિક્ષિકા

મોકલવાનો વાયદો કર્યો.

# હેલેન ના ટીચર

## માર્ચ 1887

હેલેન ના ટીચર કેલર પરિવાર સાથે રહેવા

વસંત માં આવ્યા. એનું નામ એની સુલિવાન
હતું. એનીએ પર્કીન્સ સ્કૂલ માં અભ્યાસ કર્યો
હતો.

એ પોતે લગભગ આંધળી હતી.

એનીને હેલેન નો જંગલી સ્વભાવ નિયંત્રિત

કરવાની જરૂર હતી જેનાથી એ એને કંઈક

શીખવી શકે. પણ હેલેન ને સમજાયું નહીં કે
એની એની મદદ કરવા ચાહતી હતી.

બે અઠવાડિયા સુધી હેલેને એની સાથે બહુ

ઝગડો કર્યો.

એણે એની ને મારી અને એનો આગળ નો

એક દાંત તોડી નાખ્યો.

એક દિવસ હેલેને એની ને ઉપર ના રૂમ માં

બંધ કરી દીધી.

મિસ્ટર કેલર ને એક નિસરણી લાવવી પડી

અને એની ને બારી માં થી બહાર કાઢવી પડી.



તો પણ એનીએ હાર ન માની.

ધીરે-ધીરે, હેલેને એની નવી શિક્ષિકા પર

ભરોસો કરવાનું શીખ્યું.

એનીએ હેલેન ને શબ્દો વિષે શીખવાડવાનું

શરુ કર્યું. એણે આંગળીઓ નો ઉપયોગ કરીને
શબ્દો નો જોડણી કરી.

એણે પોતાના હાથેથી દરેક અક્ષર માટે એક

અલગ આકૃતિ બનાવી.

એણે પ્રત્યેક આકૃતિ ને હેલેન ના હાથ પર

દબાવી.

જયારે એણે હેલેન ને થોડી કેક આપી, તો એણે
હેલેન ની હથેળી પર C-A-K-E (કેક) લખ્યું.

જયારે હેલેને ઢીંગલી પકડી, તો એનીએ

હેલેન ની હથેળી પર D-O-L-L (ઢીંગલી)

લખ્યું.

હેલેને આકૃતિઓ ની નકલ કરી.

હેલેન ને એ એક રમત લાગી.

એને ખબર ન હતી કે એ આકૃતિઓ માં

શબ્દો ની જોડણી હતી.



એક મહિના પછી, એની જે પણ જોડણી

લખતી, હેલેન પણ એ લખી શકતી હતી.

પણ હેલેન ને હજી પણ એ ખબર ન
હતી કે એ જે વસ્તુ ને અડતી હતી, એના
કોઈ નામ હતા.

એક દિવસ હેલેન અને એની કૂવા પાસે ગયા.

કોઈ હાથ ના નળ થી પાણી ભરી રહ્યું હતું.

એનીએ વહેતા પાણી માં હેલેન નો હાથ ધર્યો.

હેલેને એના હાથ પર ઠંડા પાણી નો અનુભવ કર્યો.

એણે અનુભવ્યું કે એના ટીચર ની આંગળીઓ એના બીજા હાથ માં

W-A-T-E-R (પાણી) લખી રહી હતી.

વારે-વારે, એનીએ એ શબ્દ નો ઉચ્ચાર કર્યો.

અચાનક હેલેન સાવ સ્થિર થઈ ગઈ.

એને સમજાયું!

એના હાથમાં થી વહેતી તરલ વસ્તુ નું એક નામ હતું.

એ W-A-T-E-R (પાણી) હતું!





દરેક વસ્તુ નું કંઈક નામ હોય છે!

હેલેન એ બધું શીખવા ચાહતી હતી.

એ એક વસ્તુ થી બીજી વસ્તુ તરફ ભાગી.

એનીએ હેલેને સ્પર્શ કરેલી દરેક વસ્તુ નું

નામ લખ્યું.

પછી હેલેન ફરી અને એણે એની તરફ

ઈશારો કર્યો.

T-E-A-C-H-E-R (ટીચર) એનીએ જોડણી કરી.

ત્યારથી, હેલેન માટે એની નું નામ "ટીચર" હતું.

એ ઉનાળા માં , હેલેને ઘણા નવા શબ્દ શીખ્યા.

એણે એના જૂના ઈશારા અને સંકેત કરવાનું બંધ કર્યું.

એને જે પણ શબ્દો ની જરૂર હતી એ એને એની આંગળીઓ થી મળી જતા હતા.

એનીએ હેલેન ને એક-એક કરીને શબ્દો ન શિખવાડ્યા.

એની, હેલેન સાથે આખા વાક્યો માં વાત કરતી હતી.

આ રીતે, હેલેન નવા શબ્દો સિવાય, ઘણું શીખી.

એણે નવા-નવા વિચાર શીખ્યા.

હેલેન અને એનીએ જંગલ અને નદી ના કિનારે લાંબી સહેલ કરી.

સહેલ કરતે સમયે પણ એનીએ હેલેન ને પાઠ ભણાવ્યા.

એણે હેલેન ને બીજ અંકુરિત થતા અને વનસ્પતિ ઉગતા દેખાડયું.

એનીએ માટી ના પર્વત બનાવ્યા અને હેલેન ને જવાળામુખી વિષે શીખવાડયું.

કયારેક એ બંને કોઈ વૃક્ષ પર ચઢી ને બેસી જતા હતા અને ત્યાં જ એનો વર્ગ ચાલતો હતો.



હેલેન જ્ઞાન માટે ભૂખી હતી.

હેલેન એ બધું શીખવા ચાહતી હતી જે એની એને શીખવાડી શકતી હતી.

થોડા સમય માં એનીએ હેલેન ને વાંચતા શીખવાડવાનું શરુ કર્યું.

નેત્રહીન લોકો માટે પુસ્તકો માં શબ્દો ઉભરેલા અક્ષરો તરીકે છપાતા હતા.



હેલેને એની આંગળીઓથી એ શબ્દો નો અનુભવ કર્યો.

એ એવા શબ્દો ને શોધવાનું પસંદ કરતી હતી જે એ પહેલે થી જાણતી હતી.

જયારે એ વધારે સારી રીતે વાંચવાનું શીખી ગઈ તો એણે એના પુસ્તકો વારે-વારે વાંચ્યા.

એની જિજ્ઞાસુ આંગળીઓ દ્વારા વારે-વારે અડવાથી, ઉભરેલા અક્ષરો ઘસાઈ ગયા.



હેલેને લખવાનું પણ શીખ્યું.
એણે એના પરિવાર ને અને ડો. બેલ ને પત્ર લખ્યા.
એણે બોસ્ટન માં મિસ્ટર એનાગ્નોસ ને ઘણા પાત્રો લખ્યા.
હેલેન એટલું બધું શીખી છે, એ વાત થી મિસ્ટર એનાગ્નોસ ચકિત થઈ ગયા હતા.
એણે હેલેન ના થોડા પત્રો પ્રકાશિત કર્યા.
એ પછી પત્રકારો એ પણ હેલેન વિષે લખવાનું શરુ કર્યું.
થોડા સમય માં હેલેન પ્રસિદ્ધ થઈ ગઈ.
સમગ્ર દુનિયા ના લોકો એ ચમત્કારી છોકરી વિષે વધારે જાણવા ચાહતા હતા.
અને હેલેન સમગ્ર દુનિયા વિષે જાણવા ચાહતી હતી.



## યાત્રા

## મે 1888

આઠ વર્ષ ની હેલેન એની ટીચર અને માઁ
સાથે ટ્રેન માં બેઠી.
એ પર્કીન્સ ઇન્સ્ટિટ્યૂશન ફોર ધ બ્લાઇન્ડ
ની મુલાકાત લેવા માટે બોસ્ટન જઈ રહી હતી.
હેલેન એ બધા ગ્રામીણ વિસ્તારો વિષે
સાંભળવા ચાહતી હતી જ્યાંથી એની ટ્રેન
પસાર થતી હતી.
એનીએ બારી ની બહાર જે કંઈ પણ દેખાતું
હતું એ બધું હેલેન ની હથેળી પર લખ્યું.
એણે પહાડો, નદીઓ, જંગલો, અને કપાસ ના
ખેતરો નું વર્ણન કર્યું.



પર્કીન્સ સ્કૂલ માં હેલેન મિસ્ટર એનાગ્નોસ
ને મળી.
એ એવા બાળકો ને પણ મળી જે એની
આંગળીઓ થી વાતો કરી શકતા હતા.
"બીજા બાળકો સાથે આપણી ભાષા માં વાત
કરવાની કેટલી મજા આવે છે!" હેલેને લખ્યું.
હેલેન પહેલી વાર સમુદ્ર પાસે ગઈ.
એ પહેલા એણે ફક્ત પુસ્તકો માં સમુદ્ર વિષે
વાંચ્યું હતું.
એ તરત સમુદ્ર ના પાણી માં દોડી.
ત્યાં એ એક પથ્થર પર ગબડી પડી.
થોડી વાર માં પાણી એના માથા પરથી
વહેવા લાગ્યું.
લહેરોએ એને આગળ-પાછળ ઘસડી.



એવું લાગી રહ્યું હતું કે લહેરો એની સાથે કોઈ
રમત રમી રહી હોય!
અંતે, એ સંઘર્ષ કરીને કિનારે આવી. એ કંપી
રહી હતી અને શ્વાસ ફૂલી જવાથી હાંફી રહી
હતી.
એ ટીચર ના હાથ ને પકડવા મથી.
"પાણી માં મીઠું કોણે નાખ્યું?" એણે પૂછ્યું.
એને કોઈએ કહ્યું ન હતું કે સમુદ્ર નું પાણી
ખારું હોય છે!



ધીરે-ધીરે હેલેન માટે દુનિયા ખુલી રહી હતી.

ત્રણ વર્ષ માં એણે એની આંગળીઓ થી વાંચવાનું અને લખવાનું શીખી લીધું હતું.

એ થોડું ફ્રેન્ચ અને લેટિન પણ જાણતી હતી.

બધા ને અચંબો હતો કે હેલેને કેટલું બધું શીખ્યું હતું.

પણ હેલેન બીજું પણ ઘણું શીખવા ચાહતી હતી.

એ અન્ય લોકો ની જેમ બોલવા ચાહતી હતી.

એ એની નાની બહેન સાથે વાત કરવા ચાહતી હતી.

એ ચાહતી હતી કે એ બોલાવે ત્યારે એનો કૂતરો એની પાસે આવે.

એણે વાત કરવા માટે કોઈ રસ્તો શોધવા એની ને વિનંતી કરી.

જયારે હેલેન 10 વર્ષ ની હતી, ત્યારે એની એને બોસ્ટન ની એક સ્કૂલ માં લઈ ગઈ.

ત્યાંની એક ટીચરે હેલેન ને એની આંગળીઓ થી લોકો ના હોઠ વાંચતા શીખવાડયું.



હેલેને એક હાથ એક વક્તા ના હોઠ, નાક અને ગળા પર રાખ્યો.

એણે શબ્દો નો અનુભવ કરતા શીખ્યું.

એણે પોતાનો અવાજ કાઢવાની કોશિશ કરી.

પણ એનો અવાજ બરાબર નીકળતો ન હતો.



થોડા વર્ષો પછી હેલેને ન્યૂયોર્ક ની એક બધિરો માટી ની સ્કૂલ માં પ્રવેશ કર્યો.

હેલેન ને ન્યૂયોર્ક બહુ ગમતું હતું.

એ અને એની સેન્ટ્રલ પાર્ક માં ઘોડેસવારી કરતા હતા.

હેલેન અન્ય છાત્રો સાથે બરફ પર ચાલનારી ગાડી ની સવારી પણ કરતી હતી.

એક વાર એ સ્ટેચ્યુ ઓફ લિબર્ટી ની ટોચ પર ચઢી ગઈ.



હેલેન ઘણા પ્રસિદ્ધ લોકો ને પણ મળી.

જયારે એ લેખક માર્ક ટ્વેઇન ને મળી, તો એ એક જ મુલાકાત માં મિત્ર બની ગયા.

એની રમુજી વાર્તાએ હેલેન ને એટલી હસાવી કે એની આંખ માં થી આંસુ વહેવા લાગ્યા.

પણ એક વાત હેલેન ને હંમેશા દુઃખી કરતી રહી.

એણે એની બોલી સુધારવા દિવસ-રાત મહેનત કરી હતી.

પણ એ સ્પષ્ટ બોલતા ન શીખી શકી.

હેલેને ફેંસલો કર્યો કે એ એની નિરાશાને, એના સ્વપ્નો ને સાકાર કરવા ના સંકલ્પ ની આડે આવવા નહીં દે.




## વધારે જાણવા માટે

## ઓક્ટોબર 1896

16 વર્ષ ની ઉંમરે, હેલેન એક યુવાન સ્ત્રી હતી.

એ લાંબી અને સશક્ત હતી.

એને મજાક કરવી ગમતી હતી.

એને હોડી માં સહેલ કરવી અને તરવાનું ગમતું હતું.

એ પોતે હોડી ચલાવી શકતી હતી.

એ કિનારે ઉગેલા છોડ ની ગંધ પારખી શકતી હતી.

હેલેને હંમેશા કોલેજ જવાના સ્વપ્ન જોયા હતા.

કોલેજ ની તૈયારી માટે હેલેને કેમ્બ્રિજ સ્કૂલ ફોર યન્ગ લેડીસ માં પ્રવેશ લીધો.



અત્યાર સુધી, હેલેન બધિર અથવા નેત્રહીન
છાત્રો ની સ્કૂલ માં જ ભણી હતી.
આ નવી સ્કૂલ માં, એ એવી છોકરીઓ સાથે
રહેતી હતી જે જોઈ અને સાંભળી શકતી હતી.
હવે એ રમત રમતી હતી અને એની સાથે
લાંબી સહેલ માં જતી હતી.
પણ એની નવી સ્કૂલ માં બધા છાત્રો ને એની
સાથે એનીના માધ્યમ થી જ વાતચીત કરવી
પડતી હતી.
એને આંગળીઓ થી બોલતા આવડતું ન હતું.

એની, હેલેન સાથે બધા વર્ગ માં જતી હતી.
એ પાઠ ને હેલેન ના હાથ માં લખતી હતી.
હેલેન અન્ય છાત્રો ની જેમ ઉતારો કરી શકતી
ન હતી.
પણ એના હાથ "સાંભળવામાં વ્યસ્ત"
રહેતા હતા.
હેલેને બહુ મહેનત થી અભ્યાસ કર્યો.
ચાર વર્ષ પછી, એ કોલેજ માટે તૈયાર હતી.

1900 ના પાનખર માં હેલેને રેડક્લિફ કોલેજ માં પ્રવેશ લીધો.

એ કોલેજ જવાવાળી પહેલી બધિર-નેત્રહીન છાત્રા હતી.

હંમેશ ની જેમ, હેલેન એ બધું શીખવા ચાહતી હતી જે એ કરી શકતી હતી.

એણે ઘણા વર્ગો લીધા.

લેખન એનો સૌથી પ્રિય વિષય હતો.

એણે સમુદ્ર માં એની સૌથી પહેલી ડૂબકી

વિષે લખ્યું.

એણે લખ્યું કે કેવી રીતે એ બરફ પર સૂરજ ની આંજી દેતી રોશની જોઈ શકતી હતી.

એક પત્રિકા ના સંપાદકે હેલેન ની વાર્તાઓ વિષે સાંભળ્યું.

સંપાદક જાણતા હતા કે અન્ય લોકો પણ

એ વાંચવા ચાહશે.

લોકો એ છોકરી વિષે જાણવા ચાહશે જે એની નીરવ, કાળી દુનિયામાં થી બહાર નીકળી ચુકી હતી.



સંપાદકે એની પત્રિકા માટે હેલેન ને એના જીવન વિષે લખવાનું કહ્યું. હેલેને એ વાર્તાઓ ને એક પુસ્તક ના રૂપ માં બદલી લીધી.
એના પુસ્તક નું નામ હતું - "ધ સ્ટોરી ઓફ માઇ લાઈફ".
એ પુસ્તક 1903 માં પ્રકાશિત થયું.
વર્તમાનપત્રોએ હેલેન ના પુસ્તક ના બહુ વખાણ કર્યા.
હેલેન ના મિત્ર માર્ક ટ્વેઇને એને એક વધાઈ નો પત્ર લખ્યો.
હેલેન દુનિયા ને ઘણું બધું જણાવવા ચાહતી હતી!
અંતે, એને એક રસ્તો મળી ગયો હતો.
એના પુસ્તકે આખી દુનિયા ને એના અદ્ભૂત જીવન વિષે જણાવ્યું હતું.





## અંત ના શબ્દો

હેલેને 1904 માં રેડક્લિફ કોલેજ માં થી સ્નાતક ની ડિગ્રી મેળવી. એણે એનું બાકી નું જીવન બધિરો અને નેત્રહીનો ની મદદ કરવામાં વિતાવ્યું. એણે ભલે ક્યારેય સ્પષ્ટ રીતે બોલતા ના શીખ્યું જેટલું એ ચાહતી હતી, પણ એણે અમેરિકન ફાઉન્ડેશન ફોર ધ બ્લાઇન્ડ માટે ધન ભેગું કરવા માટે વ્યાખાન આપ્યા. એણે એના જીવન અને એની ટીચર વિષે લેખ અને પુસ્તકો લખ્યા.

એની સુલિવાન નું મૃત્યુ 1936 માં થયું. એની એના મૃત્યુ સુધી હેલેન સાથે જ રહી. બંને લગભગ 50 વર્ષો સુધી સાથે રહ્યા. એક વર્ષ પછી, હેલેને નેત્રહીનો તરફથી, દુનિયા નો પ્રવાસ કરવાનું ચાલુ કર્યું. એના જીવન ના અંત સુધીમાં, એણે 35 દેશો નો પ્રવાસ કર્યો.

હેલેન લગભગ એના સમગ્ર જીવન દરમ્યાન પ્રસિદ્ધ રહી. જ્યારથી એ આઠ વર્ષ ની હતી, ત્યારથી એ અમેરિકા ના દરેક રાષ્ટ્રપતિ ને મળી. એણે એના જીવન વિષે બનેલી બે ફિલ્મો માં અભિનય પણ કર્યો. એમાંથી એક, ધ અનકોંકર્ડ એ 1955 માં એક એકેડમી એવોર્ડ જીત્યો. હેલેન અને એની વિષે, એક પ્રસિદ્ધ નાટક, ધ મિરેકલ વર્કર, પણ લખાયું.

હેલેન જ્યાં પણ જતી હતી, એ એને મળવાવાળી ભીડ ને મંત્રમુગ્ધ અને ચકિત કરી દેતી હતી. એ લોકો ને યાદ અપાવતી કે તનતોડ મહેનત થી કોઈ પણ પોતા ના સ્વપ્ન સાકાર કરી શકે છે.

## મહત્વપૂર્ણ તિથિઓ

1880 - હેલેન એડમ્સ કેલર નો જન્મ 27 જૂન ના અલાબામા ના ટુસ્કુમ્બિયા માં થયો.

1881 - હેલેન એક બીમારી પછી બહેરી અને આંધળી થઈ ગઈ.

1887 - એની સુલિવાન, હેલેન ને ભણાવવા માટે ટુસ્કુમ્બિયા આવી.

1894 - હેલેન સ્કૂલ જવા માટે ન્યૂયોર્ક ગઈ.

1896 - હેલેને કેમ્બ્રિજ સ્કૂલ ફોર યન્ગ લેડીસ માં ટ્રેનિંગ લીધી.

1900 - હેલેને રેડક્લિફ કોલેજ માં પ્રવેશ લીધો.

1903 - હેલેન નું પહેલું પુસ્તક, ધ સ્ટોરી ઓફ માય લાઈફ પ્રકાશિત થયું.

1904 - રેડક્લિફ કોલેજ થી સ્નાતક થઈ.

1924 - હેલેને અમેરિકન ફાઉન્ડેશન ફોર ધ બ્લાઇન્ડ માટે કામ શરુ કર્યું.

1936 - એની સુલિવાન નું નિધન.

1964 - રાષ્ટ્રપતિ લિન્ડન જ્હોન્સન દ્વારા હેલેન ને સ્વતંત્રતા પદક થી સન્માનિત કરવામાં આવ્યા.

1968 - હેલેન નું કનેકટીકટ માં 87 વર્ષ ની આયુ માં 1 જૂન ના દિવસે નિધન થયું.

1996 - "ધ સ્ટોરી ઓફ માય લાઈફ" ને ન્યૂયોર્ક પબ્લીક લાયબ્રેરી ની બુક ઓફ ધ સેન્ચુરી નું નામ આપવામાં આવ્યું.